श्रीमोढेश्वरी विजयतेतमाम् ।

Reg No. 49



III
1921

13-7-1921

तत्सत्परमात्मने नमः ।

ચુંથા જ્ઞાતિસુધારક પત્રિકા નં. ૧

ચુંથા જ્ઞાતિની આવતી ભયંકર અધોગતિ સૂચવતો

# વાગતો ગેબી ઘંટાનાદ.



જ્ઞાતિના પટેલે જ્ઞાતિની કરેલી દુર્દશાનાં દ્રષ્ટાંતો.

અધોગતિમાંથી ઉદ્ધરવાનો ઉત્તમ માર્ગ.

જ્ઞાતિ બંધારણ બાંધવાની અગત્ય ને તેની યોજના.



આ પત્રિકા કાઢવાનું કારણ ને સંકળના.

## ખર્ચની વ્યવસ્થા માટે જાહેર અપીલ.

મુદ્રક—પ્રભાશંકર જયશંકર પાઠકે નં. ૩ ઠાકોરદ્વાર રોડ પર
મુંબઇમાં પોતાના પુરંદરે કંપની પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું.

68

લેખક અને પ્રકાશક
પ્રભાશંકર જયશંકર પાઠક.
ઠે. કાંદાવાડી માધવભુવન—મુંબઇ. ૪

કીંમત

ચુંથા જ્ઞાતિજન માટે એક વખત અમૂલ્ય.

ફરીથી મંગાવનાર માટે તથા ઇતિર સંવાય માટે અર્ધો આનો.

# चुंथा ज्ञाति सुधारक पत्रिका नं. १

## विभाग १

## चुंथा चातुर्विंध मोढ ब्राह्मण ज्ञातिनी आवती भयंकर अधोगति सूचवतो

# वागतो गेबी घंटानाद.

## જાગૃત થાઓ અને બળતામાંથી બચો

નહીં તો

## ટુંક સમયમાં ચુંથા જ્ઞાતિ નામશેષ થઇ જશે.

એ પણ નક્કી સમજવું.

### ૧ પ્રારંભીક બે બોલ.



મ્હારા સ્વજ્ઞાતિ બંધુઓ ! સમસ્ત મોઢ આલમની ઉન્નતિ અર્થે નીકળતા મારા **મોઢ માર્તણ્ડ** માસિકમાં અન્ય સંવાદોની ટ.. મારી ચુંથા જ્ઞાતિ માટે પણ અવર નવર છુટક લેખો પ્રકટ થયા છતાં કોઇને કાંઇજ ચાનક ન ચડી ને ઉલટી ખોટી ટીકાં કુતર્કો તથા અકારણ બીનજરૂરી ધાંધળો સિવાય બીજું કાંઇજ પરિણામ ન આવ્યું ત્યારે દુઃખથી હચમચી રહેલે હૃદયે ખાસ મારી તે જ્ઞાતિ માટે મારે કડવી કલમ ગ્રહણ કરવી પડી છે. હું ધારતો હતો કે જ્ઞાતિમાંથી કોઇ વિરલા જાગશે ને કાંઇક પ્રયાસ થશે પણ તે સર્વ આશા ફોકટ જવાથી છેવટ મારે આ માર્ગ ગ્રહણ કરવો પડયો છે. બેશક આ દિશામાં પ્રયત્ન કરે તેવા મારી જ્ઞાતિમાં વયોવૃદ્ધ અનુભવવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ વડીલો પણ છે, પરંતુ કોઈ અકલિત કારણો અને વિષમ સંજોગોને લીધે તેઓ તરફથી હજૂ સુધી કાંઇજ પ્રયત્ન થએલો ન જણાતાં કેવળ નિઃસ્વાર્થ ભાવથી જ્ઞાતિસેવા કરવાના શુદ્ધ હેતુંથીજ આ લેખ-માળા શરૂ થાય છે. તેમાં થતી મારી ભુલ, જણાતી અનુભવની ખામી

અગર કાંઇ સમજફેર જેવું જણાય તો બંધુભાવે વિના સંકોચે તે મને સૂચવવા કોઇ જાતની હરકત નથી. કારણ મર્ત્યલોકમાં સંપૂર્ણ હોવાનો દાવો કોઇજ કરી શકે નહિ. તે સાથે એ પણ જણાવવું જરૂરનું છે કે મારૂં લખાણ એક મગની બે-ફાડ જેવું જણાશે પણ તે જ્ઞાતિ હિતને માટેજ છે. અપ્રિય પણ પથ્ય વાતો કહેનારા ને સાંભળનારા પણ બહુ થોડા હોય છે એ મારી જાણ બહાર નથી, છતાં નિસ્પૃહી અને બેધડક સત્ય કહેવાના મારા સ્વભાવ પ્રમાણે જે કહેવાનું હશે તે હું મારી સ્પષ્ટ ભાષામાંજ કહીશ.. તેનો જેને જેવો યોગ્ય લાગે તેવો ભલે અર્થ લ્યે. કારણ કપાળે કપાળે જુદી મતિ છે. મતમતાંતર સત્યયુગના વખતથી ચાલતા આવ્યા છે તો કળીયુગમાં તેનું અનઅસ્તિત્વ કેમ સંભવી શક!

## ૨ મરણનો આ ગેબી નાદ નહીં તો બીજું શું?

આપણી જ્ઞાતિની હાલની સ્થિતિ તરફ નજર કરતાં દુશ્મનને પણ થથરાવે તેવા હૃદયદ્રાવક બનાવો બની રહ્યા છે. જ્ઞાતિના એક પછી એક ઉછરતા યુવકોનું અકાળે કાળના મુખમાં સપડાઇ જવું, વિધવાઓનો થતો જતો વધારો, તેમની દયાજનક સ્થિતિ, વિધુરોની વૃદ્ધિ, અને કન્યાની તાણથી પાંચસે ઘરની વસ્તીમાંથી લગભગ સો ઘરની અટકી પડેલી વંશવૃદ્ધિ, કન્યાવિક્રયનો કુદકે અને ભુસકે વધતો જતો વધારો, બેટી સાટામાં આપી બાપે ઘર માંડવા જેવા અધમ રિવાજોનો થતો નવીન પગપેસારો, તકરારીયાં વેસવાળ, ને લગ્ન કે ચોરીમાંથીજ શરૂ થતાં છુટા પ્રકરણો, ગરીબની મારી જતી દાદો, જ્ઞાતિ પટેલના મનસ્વી ને અન્યાયી મો, "હમ બી ડીચ" કરી વચમાંજ કૂદી પડતા ધરારપટેલોનાં ધાંધળો, વિગેરે વિગેરે જોતાં જ્ઞાતિની હાલની સ્થિતિ છિન્નભિન્ન, કોઇને માથે મોડ વગરની, નિરંકુશ, ચોક્કસ બંધારણ વગર જ્યાં ત્યાં અથડાતી, ને અધોગતિ તરફ જોસભેર ઘસડાતી જણાય એ શું જ્ઞાતિની ભયંકર પાયમાલીનો ગેબી ઘંટાનાદ ન કહી શકાય! ઇશ્વર શું લાકડી લઇને મારવા આવેછે! શું આ પરથી એમ ન માની શકાય કે ઇશ્વર પોતાની ગેબી આકાશવાણીથી ચૂંથા જ્ઞાતિના ભયંકર અનિષ્ટની આવા બનાવોથી અગમચેતી આપી રહ્યો છે? આ તમામ ઘટનાઓ પરથી સ્પષ્ટ ફલિત થાય છે કે એ બધું ટુંક સમયમાં આવનારી આપણી દુર્દશાનાંજ પગરણ છે. ભાઇઓ! આપણે બહુ ઉંઘ્યા, અંદર અંદરના કલહ ઇર્ષ્યા ભીક્ષા સાટાં વિક્રય મોટાઇ મેળવવા ગજા ઉપરાંત કરજ કરી કરેલા મોટા જ્ઞાતિવરા વિગેરેથી આપણે બહુ ગુમાવ્યું, ને હવે તો સ્પષ્ટ શબ્દોમાં કહું તો બધું જ ગુમાવી, રહેવા ઝુંપડી ને પહેરવાનાં ફાટાંતુટાં કપડાં સિવાય આપણી પાસે કાંઇજ રહ્યું નથી; છતાં હજુ પણ આપણી શ્રેષ્ટતા પરાણે પકડી રાખવા થપ્પડ મારી મોં લાલ રાખવા જેવો પ્રયાસ કરીશું તો દુનીયાં આપણને મૂર્ખ ગણી કાઢી હસશે, ને આગળ વધવાને બદલે આથી પણ વિશેષ પાછા પડીશું. આ અક્ષરો પણ છાતીમાં ખસુસ કોતરી રાખવા.

## ૩ જ્ઞાતિની આ દુર્દશા કરી કોણે?

ભાઇઓ! વિચાર કરી જુઓ કે આ બધી પાયમાલી પરંપરાનાં પરગણું એકદમ કયાંથી એકઠાં થઇ ગયાં! તેના જવાબમાં બે કારણો મળશે. એક તો જ્ઞાતિને સુકાની ને કહેવાતા પટેલે જ્ઞાતિને ઉન્નતિને માર્ગે ન વાળતાં હતી તેનાથી પણ વિશેષ દુર્દશામાં આણી મુકી, ને બીજે આપણે પોતે અવળે રસ્તે ચડી જઇ આપણે પોતેજ આ પાયમાલીને બોલાવી. જેમ કોઇ પણ ગામની પાયમાલીનો પ્રથમ જોખમદાર ગામનો અગ્રણી એટલે પટેલ મનાય છે, કોઇ પણ સંસ્થાની અધોગતિનો જોખમદાર જેમ તેનો નેતા ગણાય છે, તેમજ કોઇપણ જ્ઞાતિની અધોગતિ કે ઉન્નતિનો કુલ જોખમદાર જ્ઞાતિનો પટેલ ગણાવો જોઇએ. જ્ઞાતિમાં પટેલની જરૂર પણ સેનાપતિ એટલે નાયક તરીકે જ્ઞાતિને ઉન્નતિને રસ્તે દોરવા માટેજ છે. આવો પટેલ વંશપરંપરાગત રાખવાથી તેની યોગ્યતા આંકવાનો અવકાશ રહેતો નથી. પટેલ સમસ્ત જ્ઞાતિની કમીટીની રજા સિવાય બેઉ બાજુના રૂબરૂ ખુલાસા સાંભળ્યા સિવાય કોઇ પણ ન્યાય આપી શકે નહીં. જ્ઞાતિનું રીતસર દફતર પણ તેની પાસે રહેવું જોઇએ. જ્ઞાતિનાં નાણાંનો હિસાબ પ્રતિ વર્ષે પટેલે જ્ઞાતિ સમક્ષ રજુ કરવો જોઇએ. જ્ઞાતિની વિધવાઓ તથા અનાથો માટે ફંડ એકઠું કરી તેમાંથી તેમને મદદ આપવી જોઇએ. દેશકાળને અનુસરી જ્ઞાતિના ધારામાં નવા નવા ફેરફારો કરવા જોઇએ. પટેલે પોતે પણ તે ધારા જ્ઞાતિજન તરીકે પાળવા જોઇએ. ભાઇઓ! વિચાર કરો કે આપણી જ્ઞાતિના પટેલે આમાંની કેટલી ફરજો બજાવી છે? જ્ઞાતિના ધારા ધોરણોમાં તેણે શા સુધારા કર્યા છે? લોકોને નોટીસો ને ધમકીઓ આપવા સિવાય ને જ્ઞાતિ બહાર મુકવાના હુકમો છોડ્યા સિવાય જ્ઞાતિની ઉન્નતિ માટે તેણે અત્યાર સુધીમાં શું વિશેષ કર્યું છે? કહો કે કાંઇજ નહીં. આ બધું શું સ્પષ્ટ નથી જણાવી આપતું કે આપણી જ્ઞાતિનો હાલનો નેતાજ આપણો પટેલ થવાને લાયક નથી? તેવા પટેલની પાસેથી કાળાંતરે એ જ્ઞાતિ ઉન્નતિની આશા રાખી શકાય નહીં.

## ૪ પટેલની આપખુદી સત્તાનાં વિશેષ દૃષ્ટાંતો.

(૧) જ્ઞાતિનો ધારો આગળ કરી પટેલ જ્ઞાતિમાં જેને તેને પરાણે સાટું કરવાની ફરજ પાડવા કયા ધર્મશાસ્ત્રને આધારે નોટીસો લખે છે? પટેલ બ્રાહ્મણ છે તો તે ધર્મશાસ્ત્રને વધારે માને છે કે એક ભયંકર અધોગતિ લાવનાર જ્ઞાતિના ધારાને? દેશ કાળને ઓળખી જઇ એવો નીચ ધારો જ્ઞાતિમાંથી કાઢી નાખવો એ પટેલની ફરજ નથી? (૨) જ્ઞાતિમાં વધતા જતા કન્યાવિક્રય અને સાટાં અટકાવવા પટેલે શું કર્યું છે? (૩) આપણી પ્રચલિત રીત પ્રમાણે પાલીતાણાના ત્રેવાડી જગજીવન નીલકંઠે રાજગોરમાંથી ખપતી કન્યા આણી

તેમાં જ્ઞાતિના કયા કાયદાનું ઉલ્લંઘન થઇ ગયું કે સાતપડા મુકામે પટેલે તેને જ્ઞાતિ બહાર મુકયા? તેને જ્ઞાતિ બહાર મૂકવામાં પાલીતાણાવાળાનું જોર હલકું કરવા બીજો ગર્ભિત હેતુ હોવાનુ જણાવાય છે તે જો સત્ય હોય તો પાડાને દુઃખે પખાલીને ડામ જેવો અગર કોઇનો દોષ બદલ અન્ય નિર્દોષને "શોધી ચઢાવો શૂળીએ જાડા નરને જોઇ" એવો એકતરફી ન્યાય આપી પટેલે જ્ઞાતિમાં નિરર્થક કલહ શા માટે ઉત્પન્ન કર્યો હતો? વખતે એ પણ સત્ય હોય કે રાજગોર સંવાયની વેસવાળ કરેલી કન્યા ત્ર. જગજીવને લાવવાથી તે સંવાયે અરજ ગુજારી હોય, પણ પટેલ સારી રીતે જાણતા હતા કે તે કન્યાનું જેની સાથે વેસવાળ થયું હતું તે માણસને માથે કાંઇક તોહમત હોવાના સબબે તે વેવીશાળ રદ થએલું ગણાયું હતું. એ સર્વ સંજોગો જોતાં ત્ર. જગજીવન નીલકંઠને કોઇ પણ રીતે જ્ઞાતિ બહાર મુકવા જેવું હતું જ નહિ. આ બાબતમાં પટેલે કેવળ અન્યાયજ કર્યો હતો. (૪) શિહોર મુકામે જ્ઞાતિના નવા ધારાધોરણની વાત નીકળતાં જ હણોલના ત્રવાડી ભવાનીશંકર મહાશંકરે કેવળ ઇરાદાપૂર્વક ધાંધળ મચાવી તેમાં ભંગાણ પાડયું ત્યારે જ્ઞાતિના હિતની ખાતર પટેલે તેને ધાંધળ કરતાં અટકાયત કેમ કરી નહીં ! વિશેષમાં તેની પોતાની પટેલાઇનેજ ધક્કો લાગે તેવી તેજ ધાંધળ કરનાર ત્રવાડી ભવાનીશંકર મહાશંકરને ઘોઘાબારાનો પટેલ બનાવવાની દરખાસ્ત ભાવનગરના વયોવૃદ્ધ રાવળ પ્રાણશંકર ત્રિભુવને મુકી ત્યારે એ નવું તૂત અટકાવવા પટેલે કેમ વાંધો ઉઠાવ્યો નહિ ? ચુંથા સંવાયમાં પૂર્વે કદી બે પટેલો હતા નહિ તો આ હાલના પટેલને માથે કામનો (જેને તેને નોટીસો લખવા ને નાત બહાર મુકવા સિવાય ) એટલો બધો શો વધારે બોજો આવી પડયો કે પાંચસે ઘરની પટેલાઇ વહેંચી નાખવાની જરૂર જણાઇ ! મતલબ કે પટેલને પોતાની પદવીનું મહત્વ પણ એવે વખતે સમજાયું નહોતું. (૫) વળી શીહોર મુકામે સમઢીયાળાવાળી કન્યાની બાબતમાં કન્યાના બાપે વ્યાજબી કારણ દર્શાવી પોતાની કન્યાનું વેશવાળ બીજે કરવાની રજા માગી ત્યારે તે વાત અગસ્ત્યને વાયદે કેમ મુલ્તવી રખાઇ ? ને તે વખતે જ્ઞાતિ સમક્ષ પાછળથી કમીટી ભરી તે વાતનો ખુલાસો આપવા પટેલે આપેલું વચન તેણે પછી કયારે પાળ્યું ? પાછળથી કન્યાના બાપે વાટ જોઇ જોઇ તેને ઠીક લાગ્યું તેમ કર્યું ત્યારે એ થતાં લગન અટકાવવા પટેલને જાતે સમઢીયાળે જતાં કેમ બીક લાગી ! ને ભંડારીયા એવોજ લગ્નનો તકરારી પ્રસંગ આવતાં જાતે ત્યાં જઈ એક વિધવા બાઇ સ્રી જાત ઉપર પોતાની સત્તા અજમાવવા ને ધમકીયો આપવાનું પરાક્રમ કર્યું ? (૬) સાંઢીડા મુકામે જ્ઞાતિના ધારા થયા તે કોણે કર્યા, કોણે છપાવ્યા, ને જ્ઞાતિએ શા કારણથી મંજુર ન રાખ્યા ! આ ખુલાસા તો હજુ અદ્ધરજ લટકે છે. પટેલ આવા અર્થશૂન્ય પ્રયાસો કરે તેમાં તેના કાર્યની યોગ્યતા પણ શી ? (૭) ગજાભાઇની વાવડી મુકામે પટેલે વિધવાઓને મદદ આપવા એક ફંડ એકઠું કરવાનું મંગળાચરણ કર્યું હતું. તેમાં કેટલાં નાણાં એકઠાં કરાયાં ને તેમાંથી કોને કોને મદદ અપાઇ ?

( ૮ ) તા. ૩–૪–૨૦ ના રોજ ભાવનગર મુકામે જ્ઞાતિના ૪'ડના રૂ. વસુલ કરવા ઠર્યું હતું છતાં પટેલે તે કેમ કર્યાં નહીં? જ્ઞાતિના રૂ. જ્ઞાતિને જોઇએ ત્યારે કામ ન આવે ને જેને તેને ત્યાં વર્ષોનાં વર્ષો સુધી પડી રહી છેવટ રકમ અસ્તવ્યસ્ત થઈ જાય તેનો જોખમદાર પટેલ નહીં તો બીજું કોણ? (૯) જ્ઞાતિના ધારા ધોરણ નકકી કરવા જ્ઞાતિના કેટલાક ભાઇઓને ભાવનગર એકઠા મેળવવા પટેલે આમંત્રણો કાઢયાં હતાં છતાં પટેલ પોતેજ કેમ બે દિવસ મોડા હાજર થઇ તે થયેલા પ્રયત્નને ધૂળધાણી કરી નાખ્યો! ( ૧૦ ) પટેલનાં પોતાનાં હમણાંજ ત્રીજી વખત ટીંબી ગામે થયેલાં વેસવાળમાં મોટી કન્યાના બદલામાં આડી આપેલી બે કન્યાઓ પૈકી દીહોર વાળી એક કન્યાનું વેસવાળ કન્યાના બાપની ગેરહાજરીમાં થયેલું હોવાથી તે બદલ વાંધો ઉઠતાં પટેલે પોતેજ પોતાનો અંગત સ્વાર્થ સાધવા આખી જ્ઞાતિનો પોતાને, એકલાને જ ઇજારો મળી ગયો હોય તેમ " તે વેસવાળમાં કોઇએ વાંધો લેવો નહીં " એવા જહાંગીરી પત્રો જ્ઞાતિમાં જેને તેને કયા કાયદાને આધારે લખ્યા છે! પટેલે પોતાનું વેસવાળ કરવા કન્યાના બાપની રજા સિવાય અન્યની દીકરી હોમવાની અંગીકૃત કરેલી આ ઉદ્ધત પદ્ધતિ પટેલની આપખુદીનો તાજો દાખલો ન કહેવાય? ( ૧૧ ) સમઢીયાળા વાળી કન્યાના પ્રકરણમાં ભાગ લેનારા વીગેરેને ભાલવાવ મુકામે પટેલે કોની સંમતિથી જ્ઞાતિબહાર મુકયા! ભાલવાવ આખી જ્ઞાતિ તો એકઠી મળીજ ન હોતી. સમસ્ત જ્ઞાતિને પુછયા સિવાય પોતાનો સ્વચ્છંદી સોટો જેના તેના માથા પર અફાળવાની કુલ મુખત્યારી જ્ઞાતિએ પટેલને કયારે લખી આપી છે! ( ૧૨ ) ભાલવાવ બીજાને તો કન્યાનું પ્રકરણ ઉપસ્થિત થયું તે કારણથી જ્ઞાતિ બહાર મુકયા, પણ ઝરીયાવાળો પટેલનો ભાયાત તણખો જે ઘણાં વર્ષોથી છચોક આચારભ્રષ્ટ થઇ ગયો હતો તેને આટલાં બધાં વર્ષો સુધી આંખ આડા કાન કરી પટેલે જ્ઞાતિ બહાર કેમ ન મુકયો? તે વટલી ગયો કે તુર્તજ ન્યાયની રીતે તેને જ્ઞાતિબહાર મુકવા પટેલને શી નાતમ લાગી જતી હતી! વિગેરે વિગેરે.

ભાઇઓ! બેશક આ તમામ ઘટનાઓ માટે મારે ખુલ્લી રીતે પટેલને ઉદ્દેશીને જ લખવુ પડયું છે, તે જ્ઞાતિના પટેલ તરીકે તેણે કરેલાં ઉલ્લંઘનો સાથે આખી જ્ઞાતિની ઉન્નતિ અવનતિનો સંબંધ રહ્યો છે માટેજ. એક અન્ય સાધારણ જ્ઞાતિજન આવી ભૂલો કરે ને તે જેટલો દોષપાત્ર ગણાય તેના કરતાં જ્ઞાતિના પટેલે કરેલી આ ભૂલોથી આખી જ્ઞાતિમાં અકારણ કલેશ વિખવાદ ને ભેદ ઉત્પન્ન થવાથી જ્ઞાતિનો પટેલ સૌથી વધારે જોખમદાર છે. પટેલે આ કૃત્યો કોઇની શીખવણીથી કર્યાં હતાં તેમ તો તે કહી શકેજ નહીં. પટેલ તરફ મારો કોઇ પણ જાતનો અંગત રાગદ્વેષ હોઇ શકે જ નહીં. અન્ય ભાઇઓની પેઠે તે પણ મારો સ્વજ્ઞાતિબંધુ છે જ. તો જ્ઞાતિદાઝ હૃદયે ધરી કરેલા આ સ્પષ્ટ ઉલ્લેખથી ખુદ

પટેલ કે તેને ભમાવનારા બીજા અવળે માર્ગે નહીંજ દોરવાઇ જાય એવી આશા છે. આ બધી અંધાધુંધીઓના જાહેર ખુલાસા કરવા એ પટેલની ફરજ છે. ખુલાસા ન કરી શકે તો સ્પષ્ટજ છે કે તે દોષપાત્ર ઠરી ચુકે છે.

## ૫ આપણે જ આપણી દુર્દશા કેવી રીતે કરી?

આપણે હાથે કરી દુર્દશા તરફ કેમ વળ્યા તેના ખુલાસામાં માત્ર "કેળવણી વિમુખતા" શબ્દ જ બસ છે. જ્યાં સુધી આપણે અજ્ઞાનની ઘોર નિદ્રામાંજ પડી રહેવું પસંદ કરીશું, બાપના કુવાને મુકી બહાર નીકળીશું જ નહીં, બાપદાદાના ધારાઓનેજ તામ્રપટના દસ્તાવેજ માની બેસીશું, છોકરાંને કેળવવામાં પૈસા વાપરવાને બદલે તેને પરણાવવા વરાવવા સીમંત જનોઇને મરણની ન્યાતો કરવામાંજ અહોભાગ્ય માનીશું ત્યાં સુધી ઉન્નતિ દૂરજ નાસે તેમાં આશ્ચર્યજનક પણ શું ! આ દોષ આપણો પોતાનો છે. જેમ જેમ કેળવણી વધશે, જાગીને જોવાશે, તથા દેશપરદેશ ફરવાથી નવા અનુભવો થશે તેમ તેમ આપણો તે દોષ આપોઆપ નાશ પામશે. જ્ઞાતિનો થતો આ સુધારો અટકાવવા પટેલની સત્તા નથી. કારણ તે કાર્ય કુદરતી છે.

## ૬ આ બધું આપણે ક્યાં સુધી સહન કરીશું?

મારા વ્હાલા જ્ઞાતિબંધુઓ ! પટેલનો આ ત્રાસ જુલ્મ અન્યાય અપમાન અને શિરજોરીઓ આપણે ક્યાં સુધી મુંગે મોઢે સહન કરીશું ! શું આપણે કાંઇપણ લાગણી વગરના પશુ થઇને અવતર્યાં છીએ કે જેમ એક ભરવાડ સેંકડો ઘેટાંને એક લાકડીની ધાકથી પોતાની મરજી માફક હંકારી જાય છે તેમ પટેલના "જ્ઞાતિબહાર" રૂપી લાકડીના ડરથી આપણે તે નચાવે તેમ નાચ્યા કરવું ! આપણે શું નિર્માલ્ય નિઃસત્વ હોઇ ઇશ્વરને ઘેરથી ઘેટા જેવા સર્જાયા છીએ ? સ્વમાન બુદ્ધિ લાગણી કેળવણી સારાસાર સમજવા જેટલી શક્તિ આપણને ઇશ્વરે આપી નથી શું ! જ્ઞાતિબહારના હુકમો સિવાય બીજું કાંઇજ જેને આવડતું નથી તેવા પટેલની આપખુદી નીચે વર્ષોનાં વર્ષો સુધી સડયાં કરવાનો તામ્રપટ પર દસ્તાવેજ આપણા બાપદાદાએ એ પટેલને લખી આપ્યો છે શું ! આટ આટલાં અપમાનો સહન કરતાં છતાં જેની પાસેથી લેશમાત્ર પણ હિત થવાની આશા ફોકટ છે એવો પકકો કડવો અનુભવ થયા પછી શા માટે એક ક્ષણ પણ તેવા સ્વતંત્ર સત્તાધીશ પટેલને આપણે પટેલ તરીકે માન આપવું ! એનામાં પટેલ એટલે જ્ઞાતિના નેતા થવા જેવું છે શું ? એને તે જ્ઞાતિનો પાલક એટલે રક્ષક ગણી શકાય કે અધોગતિ તરફ લઈ જનાર ભક્ષક ! એનો અધિકાર, એની પદવી, એનું માન એણે પોતાનેજ હાથે એકવાર નહિ પણ અનેકવાર ગુમાવ્યાં છે. એનાં વચન પણ એણે ક્યારે પાળ્યાં છે ! ફક્ત જ્ઞાતિબહારના હુકમો કાઢયા સિવાય એણે જ્ઞાતિની

શી શુભ સેવા કરી છે! તો બહેતર છે કે તેને જ્યાંના ત્યાં રહેવા દઇ આપણે આપણો માર્ગ શોધી લેવો. એના બાપદાદાની પટેલાઇનું એ કોઇ પણ રીતે નહિ આપે રાજીનામુ, કે નહિ સુજવા દે ઉન્નતિનો અન્ય માર્ગ. તો ભલે એ એના મનમાં પોતાને જ્ઞાતિનો પટેલ માન્યાં કરે, આપણે તો એની ત્રાસદાયક પટેલાઇ નથી જોઇતી. જો અત્યારથીજ આમ નહીં કરાય તો યાદ રાખજો કે હજુપણ તે અનેક જણનાં અપમાન કરશે ને તેની મરજી પ્રમાણે એક પછી એક અનેકને જ્ઞાતિબહાર મુકયાં કરશે. તેનું આવું અપમાન સહન કરવા કરતાં આપણે પોતેજ ચેતીને આપણો ઉન્નતિમાર્ગ આપણે હાથેજ કાં વેળાસર ન શોધી લેવો ?

## ૭ એ નવો માર્ગ કયો?

એ નવો માર્ગ એ છે કે બળતામાંથી બચવું. જ્યારે ચોબાજુ લાહ્ય લાગી રહી હોય ત્યારે કાંઇ ન મળે તો છેવટ પોતાનો જીવ લઇનેજ નાસી છુટવું જોઇએ એ ન્યાયે જ્યારે આપણી જ્ઞાતિમાં ઉપર જણાવ્યા પ્રમાણે પટેલનાં કર્તવ્યોથી અંધાધુંધી જોસભેર ચાલી રહી છે ત્યારે શાણા મનુષ્યોનું ભૂષણ છે કે એનો ત્યાગ કરવો. કારણ જ્યાં અધર્મનેજ ધર્મ મનાય, પટેલના મનસ્વી તરંગોનેજ પરાણે પાળવા પડે, બ્રહ્મત્વથી નષ્ટ થવા માટે પટેલ જેને તેને નોટીણો લખી ફરજ પાડે, ને તે ન પળાય તો જ્ઞાતિબહાર મુકે, અનેક ધરારપટેલો વચમાં કૂદી પડી જ્ઞાતિની વધારે બરબાદી કરે, ને તેને કોઇ અટકાવે પણ નહીં, ત્યાં કોઇ સુહૃદયી મનુષ્યે ઉભું રહેવું પણ યોગ્ય નથી. જેમણે જ્ઞાનનો પ્રકાશ જોયો છે, જેમનાં હૃદય સંસ્કારી થયાં છે, જેમને પોતાની સ્થિતિનું ખરૂં ભાન થયું છે, જેઓ સારાસાર સમજી શકેછે, જેમણે ચાલુ જમાનાની પ્રગતિ અનુભવી છે, તેવો કયો મનુષ્ય એને વધારે લાંબો વખત વળગી રહેશે ! ભાઇઓ ! વિચાર કરો વધારે પાપ શેમાં ! એને વળગી રહેવામાં કે તેનો ત્યાગ કરવામાં ! વધારે વ્યાજબી શું ! એ ટોળીમાં રહી સાથે બેસી લાડવા ઉરાડી પોતે જ્ઞાતિમાં છે એમ ગણાવી નીતિભ્રષ્ટ થવામાં કે એથી દુર થઇ ઉન્નતિ અને ધર્મનો માર્ગ ગ્રહણ કરવામાં ? એવા જુલ્મો પર પગ મુકી તેને કચડી નાખવામાં દૂષણ નથી પણ ભૂષણ છે, કારણ **ધારા માટે જ્ઞાતિ નથી, પણ જ્ઞાતિ માટે ધારા છે.** આપણે મનુષ્ય જાત અનિષ્ટ ધારાઓના બંધનમાં સંકળાઇ રહેવા સર્જાએલા નથી. આપણે પણ દેશકાળને અનુસરી આપણે માટે નવીન ધારા બનાવવા જેટલી શકિતવાળા છીએ. વળી જ્ઞાતિના જુના ધારા કાંઇ પરમેશ્વરે સ્વહસ્તે તામ્રપટ પર લખી આપણે માટે પૃથ્વી પર ઉતાર્યા નથી કે જેથી તેને ફેરવતાં પ્રભુનો કોપ વ્હોરી લેવાનું પાપ લાગે. એ તો આપણા વડીલોએજ તે વખતના જમાનાને અનુસરી બનાવેલા છે. હવે દેશકાળ બદલાયો છે તો તે પણ જરૂર બદલાવાંજ જોઇએ. નાનપણમાં શીવડાવેલાં કપડાં મોટી ઉમર થતાં સાંકડાં પડે એ દેખીતું છે. બદલાતા દેશકાળ પ્રમાણે ધર્મશાસ્ત્રોના નિયમો પણ બદલાયા છે.

જો એમ ન હોત તો એક પછી એક એમ અનેક સ્મૃતિઓ ઉદ્ભવતજ નહીં. તો પછી આપણે પણ આપણી જ્ઞાતિનું નવું ધર્મશાસ્ત્ર દેશકાળ ને અનુસરી કેમ ન રચવું ? જો હજુ પણ આપણે નહીં ચેતીયે, ને તેનો ત્યાગ નહીં કરીએ તો તો તે દુષ્ટ ધારા આપણનેજ કચડી નાખશે. ને અત્યાર સુધી ઉંઘવાથી જે ભયંકર અધોગતિએ આપણે આવી પહોચ્યા છીએ તેથી પણ વિશેષ પાયમાલીએ આપણે જરૂર જઈ પહોંચીશું. ને છેવટ થોડા દસકામાં તો આપણો સમુદાય નામ. શેષ ને નષ્ટપ્રાય થઇ જશે એ પણ સિદ્ધાંતપૂર્વક માનવું.

## ૮ આપણું નવું બંધારણ કેવી રીતે રચવું ?

### આ બંધારણ કેવી રીતે બાંધવું ?

અધોગતિના જુના બંધન કરતા ધારાઓ ઉપર મીંડું મૂકી, દેશ કાળને અનુસરી, જ્ઞાતિની સ્થિતિ લક્ષમાં લઇ,ધર્મશાસ્ત્રના આધાર સાથે, ભવિષ્યનો વિચાર કરી, ગરીબ અને શ્રીમંત સર્વને એક સરખી રીતે અનુકુળ આવે તેમ ઓછામાં ઓછા ખર્ચાળ, આચાર વિચારનું રક્ષણ થાય એવા, જ્ઞાતિની આબાદી વર્ધક, ને શાસ્ત્ર તથા રૂઢીનું તારતમ્ય તારવી અસારમાંથી સાર ખેંચી કાઢેલા આપણા નવા ધારા હોઇ શકે. તે માટે મારી પાસે હિંદમાં વસતી અનેક મોઢ જ્ઞાતિઓમાં પ્રચલીત ધારાઓનાં ટીપણો સંગ્રહેલાં છે, તેનું દોહન કરી પ્રથમ આપણી જ્ઞાતિ માટે કેવા ધારા હોઇ શકે તેનો ખરડો તૈયાર કરાશે, જે આવી પત્રિકાના રૂપમાં છપાઈ નાનેથી મોટા દરેક જ્ઞાતિ બંધુના મત લેવા તથા સુધારા વધારા કરવા પોસ્ટદ્વારા ઘેરે ઘેર મોકલાશે. અમુક મુદતમાં તે પર સૌના મત આવી ગયા પછી તેમાં યોગ્ય ફેરફાર કરી ફરીથી તારણ તૈયાર કરી એકવાર ફરીથી તે પાછો ઘેરે ઘેર મોકલાશે, ને તેના જવાબ પણ અમુક મુદતમાં આવી ગયા પછીજ આપણી કોન્ફરન્સ બોલાવવી ઠીક પડશે. આમ દરેક જ્ઞાતિ બંધુનો મત મંગાવ્યા પછી કોઇને પૂછયું નહિં એવો વાંધો પણ નહિ ઉઠે, ને ધારા બાંધવા આખી જ્ઞાતિને એક ઠેકાણે મળી મોટો ખર્ચ પણ નહિ ઉઠાવવો પડે. બેશક છપાઇ પોસ્ટ વીગેરેનો ખર્ચ થશે, પણ તે આવશ્યક છે. ને તે માટે શું કરવું એ યોજના પણ આ સાથે આગળ જણાવું છું. આમ કર્યા વગર સંકડો વર્ષો વહી જશે તો પણ નવા ધારા તૈયાર થવાના નથી. જ્ઞાતિની ઉન્નતિ અર્થે આ એકજ સરળ ને સહજસાધ્ય માર્ગ મારી નજરે તરે છે. જે મેં મારા સમાગમમાં આવેલા અનેક ભાઇઓને જણાવ્યો છે, ને આખી જ્ઞાતિને આજે હવે કહું છું. તે ભરાએલી કોન્ફરન્સમાં પણ ફેરવવા જેવું જણાશે તો ફેરવી શકાશે. એ પ્રમાણે ત્રણ ત્રણ વખત ચર્ચાઇ ગયેલા ધારા સર્વમાન્ય પણ થાય એમાં આશ્ચર્યજનક કાંઇ નથી. એ નક્કી થયેલા ધારા પર સહીયો લઇ છપાવી તેની ચોપડી જ્ઞાતિમાં દરેકને ઘેર ઘેર મોકલાશે, ને આપણી જ્ઞાતિના હિતની ખાતર જરૂર જણાશે તો જે જે રાજ્યોમાં આપણી જ્ઞાતિ વસે છે તે તે રાજ્યોમાં તે રજીસ્ટર કરાવાય તો આપણું બંધારણ "ન ભૂતો ન ભવિષ્યતિ" એવું ચોક્સ થઇ જશે.

## આ બંધારણ કેવું બાંધવું ?

આ નવા બંધારણમાં જ્ઞાતિનું ક્ષેત્ર વિશાળ કરવાની છુટ માટે, કન્યાઓને ચાંલ્લે આપવાની યોજના માટે, પાછલી લેણી દેણી કન્યાઓનો નિકાલ કરવા સર્વેને ગમશે તેવો વચલો માર્ગ કાઢવા માટે, જ્ઞાતિની વિધવાઓ માટે તથા વિદ્યાર્થીઓ માટે ફંડ કરવા ને તેમાં દરેક જ્ઞાતિ બંધુએ પોતાને ઘેર આવતા સારા નરસા પ્રસંગે યથાશક્તિ મદદ કરવાનું ફરજીઆત રાખવા, જ્ઞાતિના હાલના નાણાંનો સમાવેશ પણ તેવા ફંડમાં ભેળવી દેવા કે ઠીક લાગશે તો ઇલાયદો રાખી તેનો ઉપયોગ જ્ઞાતિ હિતાર્થે કરવા, આપણી જ્ઞાતિના છોકરાને ભણવા ભાવનગર જેવા સગવડવાળા સ્થળે એક વિદ્યાર્થીગૃહ ( બોર્ડીંગ હાઉસ ) ઉઘાડવા, ગરીબની દાદ પર પણ પુરતું ધ્યાન આપવા, જ્ઞાતિનું પદ્ધતિસર દફતર રાખવા, ને તેનો રિપોર્ટ દરસાલ તૈયાર કરવા, જ્ઞાતિનું નવું વસ્તીપત્રક બનાવવા, દરેક કાર્ય બહુમતિથી અમલમાં મુકવા, મોઢ માર્તંડ માસિક દ્વારા જ્ઞાતિની ફરિઆદો દાદો પ્રકાશમાં લાવવા, ને એકંદરે ઉન્નતિનું મૂળ કેળવણીને ઉત્તેજી જ્ઞાતિની આર્થિક શારીરિક અને માનસિક સ્થિતિ સુધરે તે માટે બનતા સર્વ ઉપાયો લેવા દરેક કાળજી રખાશે.

## ૯ જ્ઞાતિનો નવો પટેલ કોણ થશે?

અત્ર સર્વેને સહજ પ્રશ્ન ઉદ્‌ભવશે કે એ બંધુ તો ઠીક, પણ આ નવું તંત્ર ચલાવનાર જ્ઞાતિનો નવો પટેલ થશે કોણ ? ભાઇઓ ! એકજ વ્યકિત આખી સંસ્થાનો કુલ જોખમદાર હોય એવો વખત તો હવે વહી ગયો છે. એવાં કુલ સત્તાધીશ ને જાહાંગીરી કાયદાવાળાં રૂશીઆ જેવાં વિશાળ રાજ્યો પણ સ્વતંત્ર સત્તાથી આજે નષ્ટપાય થઇ ગયાં છે. આજે જમોનો બદલાયો છે. તે પ્રમાણે નવું બંધારણ પ્રજાસત્તાકજ હોય તો સર્વને અનુકુલ થાય. એવું બંધારણ કરવા આપણી જ્ઞાતિના જથાવાર રીતસર ચુંટાએલા બંધુઓનું એક કાર્યવાહક મંડળ રચાવું જોઇએ. તેમાંથી પણ સરપંચ પસંદ કરી તે સર્વનો એક યોગ્ય પ્રમુખ પણ નક્કી થવો જોઇએ. તેવો પ્રમુખ યોગ્ય લાગે તો દર વર્ષે કે દર પાંચ વર્ષે ફેરવી શકાય. તેમજ વ્યવસ્થાપક મંડળો પણ અવર નવર બદલાવાં જોઇએ; જેથી સર્વેને વારાફરતી આવી હીલચાલોમાં ભાગ લેવાનો લાભ મળી શકે. અમુક ફુમકાવાળા ભાઇ જે કરે તેજ થાય એવી પદ્ધતિ રખાશે નહિ. કાર્ય કરનારાઓની યોગ્યતા જ્ઞાતિની દાજ કેળવણી ને સુસંસ્કારિતા એ બાબતોને વિશેષ મહત્વ અપાશે. દરેક કાર્ય બહુમતિથી થશે. મને ખાત્રી છે કે આ રીત સર્વે ભાઇઓને અનુકુલ થશે. હવે સમજાયુંજ હશે કે આવા બંધારણનો વારંવાર બદલાતો કે ચુંટણીથી પસંદ કરાતો પ્રમુખ તે અમુક મુદ્દતને માટે જ્ઞાતિનો પટેલ ગણાશે. વંશપરંપરાગતનો પટલાઇનો ત્રાસ આ જમાનામાં લાંબો વખત નભી શકે નહિ. ને નભવા દેવો તે પણ પાપ છે.

# વિભાગ ૨.

## ૧૦ આવી પત્રિકાઓ કાઢવાની જરૂર કેમ જણાઈ?

મારા માસિકના અનુભવથી હું જોઇ શકયો છું કે આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિ નબળી હોવાથી ઘણા ભાઇઓની ઇચ્છા છતાં તેઓ નાણાં ખર્ચી વાચનનો લાભ લઈ શકતા નથી. આવા વર્ગનો મોટો ભાગ જ્ઞાતિહિત માટે આતુર હોવા છતાં કાર્ય કરવાની પદ્ધતિથી અજ્ઞાત, શીરજોરીઓથી દબાઇ ગયેલ, ને પહેલ કરનારને અભાવે મનમાં ને મનમાં હીજરાયા કરે છે. તેમના પણ ઉભરા બહાર આવે, તેમને ઘેરબેઠાં મફત વાચન મળે, ને તેમની સાથે વિચારોની આપલે કરી જ્ઞાતિહિતનું સંગીન કાર્ય કરી શકાય એવા શુભ હેતુથી આવી પત્રિકાઓ કાઢવાનો ને બને ત્યાં સુધી તેને જ્ઞાતિમાં ઘેર ઘેર મફત મોકલવાનો વિચાર ઉદ્દભવ્યો છે. આવી પત્રિકાઓ દ્વારા એક વર્ષ સતત પ્રયાસ કરાશે તો જ્ઞાતિ સમુદાયમાં જરૂર જાગૃતિ આવશે ને ઉન્નતિ સાધવાનો આપણો મૂળ ઉદ્દેશ સહેલાઈથી પાર પડશે.

જેમ જેમ પ્રસંગો બનતા જશે તેમ તેમ અવનવા વિષયો ઉપર વધારેમાં વધારે મહીનામાં એક વખત ને જરૂર જણાશે તો બે વખત પણ આવી પત્રિકાઓ કઢાશે. હવે પછીની પત્રિકામાં આપણી જ્ઞાતિઉન્નતિ સામે આવી પડેલી મહાન શીલા જે સાટું તે વિષય ઉપર હું પોતેજ એક લેખ પ્રકટ કરવા ધારૂં છું. ત્રીજી પત્રિકાથી અન્ય કાંઈ ચર્ચવાનું નહીં મળી આવે તો આપણી જ્ઞાતિના ધારા ધોરણ માટેના ખરડાની હિલચાલ શરૂ થશે. તે પ્રમાણે લખાણોનો તો તોટો નથી, તે માટે પુષ્કળ ખોરાક મારી પાસે પણ સીલકમાં પડયો છે. છતાં હું જાણું છું કે જ્ઞાતિના અન્ય ઉત્સાહી લેખકોને પણ પોતાનો સાદ રજુ કરવા અવકાશ મળવો જોઇએ, તો આપણી જ્ઞાતિના જે અન્ય ભાઇઓને તેવા લેખો મોકલવા ઇચ્છા હોય તેમણે બેલાશક મોકલવા. લેખો માત્ર ઉચ્ચ કોટીના ને ઝમકવાળા તથા સચોટ હોવા જોઇએ.

## ૧૧ એથી પણ એક પગલું આગળ.

### અ સ્વયંસેવકોની આવશ્યકતા.

એથી પણ આગળ વધી જ્ઞાતિમાં બનતી ત્વરાથી જો સંગીન હિલચાલ કરવી હોય તો જ્ઞાતિના ઉછરતા વર્ગે થોડા સ્વાર્થ ત્યાગ સાથે આત્મભોગ આપવાની

શરૂઆત પણ કરવી જોઇએ. સૌ કોઈ સહજ સમજી શકે એવી આ સાધારણ વાત છે કે આ હિલચાલને જેટલા ઉત્સાહથી વિશેષ પુષ્ટિ મળશે તેટલા પ્રમાણમાં તે જલ્દીથી સંગીન કાર્ય કરી બતાવશે. બાકી એક જ માણસનું આ કાર્ય નથી. આવી પત્રિકાઓ વાંચી "સારૂં છે, કરવા જેવું છે, લખાણ અસરકારક છે" કહી કહી ફેંકી દેવી કે તેની નીંદા કરવી એનો અર્થ કાંઇજ નથી. હું એવા પ્રકારની સહાનુભૂતિ કે નીંદા નથી માગતો. મારે તો મારે પડખે ઉભા રહી કામ કરનારા જોઇએ છીએ. જ્ઞાતિના કેટલાક યુવકોએ આ હિલચાલ ઉપાડી લઇ પોતપોતાના ગામમાં આ પત્રિકાઓનો પ્રચાર કરવા, એવી બાબતોમાં રસ નહીં લેનારાઓ આગળ વાંચી બતાવી કાર્યનો હેતુ તેમના ધ્યાનમાં ઉતારવા, તેમજ તેમના ઉદ્‌ગારો પાછા આંહી પહોંચતા કરી વિચારોની આપલે કરવા, આ હિલચાલને ઉત્તેજન આપવા ફંડ એકઠું કરવા, જાગૃતિ લાવવા ભાષણો કરવા, ને એકંદરે પોતાથી બનતી દરેક સાહાય્ય આપવા તત્પર થવું જોઇએ. જો આમ થાય તો મને સંપૂર્ણ ખાત્રી છે કે આ શુભ હેતુ ધાર્યા કરતાં પણ વિશેષ ઉતાવળથી સિદ્ધ થઇ શકે. પ્રભુ સર્વના અંતરાત્મામાં એવી પ્રેરણા કરો.

## આ ત્યારે હું કયું કાર્ય કરીશ ?

આ પ્રમાણે કાર્ય વહેંચી લીધા છતાં મારે પોતાને પણ આ હિલચાલમાં ભોગ આપવાનો વિશાળ અવકાશ રહે છે. બનતે પ્રયત્ને જ્ઞાતિનું હિત કરવું એ મારો જન્મથીજ સિદ્ધાંત છે, ને તે અવર નવર જૂદા જૂદા રૂપમાં પ્રકટ થતો સૌ કોઇ જોઇ શકે છે. સૂર્ય તપતાં છતાં પણ રાત્રી છે એમ કહેનારા તો વીરલા જ હશે. જ્ઞાતિ સેવા અર્થે અગ્યાર વર્ષની સરકારી નોકરી પણ જતી કરી છે ને હજુએ પ્રભુ પાસે એજ પ્રાર્થના છે કે મારા છેલ્લા શ્વાસો જ્ઞાતિ સેવા કરતાં કરતાંજ જાય. એ સેવાની જ્ઞાતિ કદર કરે કે ન કરે તેની મને થોડીજ પરવા છે. ખરી કદર તો ઇશ્વર કરશે. રાગદ્વેષથી ભરેલાં મનુષ્યો પાસેથી બદલાની આશા રાખવીજ વ્યર્થ છે. આ સેવા કરતાં ટીકા નીંદા ને ગાલીપ્રદાનો તથા પટેલના પ્રચંડ શસ્ત્રનો પણ વખતે ભોગ થઇ પડું તોપણ તે તો હું ઘણાં વરસથી સહન કરતો આવ્યો છું. મારે મન તે કાંઇ નવું નથી. વળી અડચણો માટે તો અમુક તિથિ વારના રોજ કોઇપણ કામની શરૂઆત કરાય તો વિઘ્ન નહીં આવે તેવો એક પણ દિવસ ઇશ્વરે નક્કી કર્યો નથી. આજ નહિ ને હજુ પચીશ વરસ પછી જો શરૂઆત થશે તો તે વખતે પણ વિઘ્નો તો આવવાનાં જ. તો પછી આજેજ શરૂઆત કાં ન કરવી? આ પ્રમાણે

ઘરના રોટલા ખાઇ સૌની આંખે ચડવું, નીંદા સહન કરવી, ને પટેલનો કોપ રૂ કરવો એ કાર્ય માટે માટે રહે છે. જે બીજાને મન મોટું હાઉ છે, તે મારે : રમત થઇ પડી છે.

## ૧૨ આર્થિક મદદ મેળવવાના બે માર્ગ.

### અ આ હિલચાલના ખર્ચનો અંદાજ.

આવી પત્રિકા દરમાસે છપાવી જ્ઞાતિમાં ઘેરેઘેર પહોંચતી કરવાનો માસિક ખર્ચ છપાઇ કાગળ પોસ્ટેજ સાથે લગભગ રૂ. પચાસ આવે છે. ઓછામાં ઓછી એક વર્ષ આ હિલચાલ જારી રાખીએ તો રૂ. પાંચસે થી છસેંની જરૂર પડે. વધારે મુદત નીભાવવી હોય તો તેટલા વધારે ખર્ચ માટે વ્યવસ્થા થઇ જવી જોઇએ. કારણ હિલચાલ વ્યાજબી હોય, ફલદાતા હોય, લાભકારક હોય, છતાં જે વર્ગ માટે તે પ્રયાસ થતો હોય તેના તરફથી એવી મદદને અભાવે જો તે અટકી પડે અગર મંદતાથી કાર્ય કરે તો દોષ એવા કાર્યની શરૂઆત કરનારનો ન કદાચ પણ જેમના વિશ્વાસ પર એ કાર્યની શરૂઆત થઇ છે તેમના તરફથી થયેલા મંદાદરનો જ.

### બ નાણાં માટે મુંબઈના મંડળની મદદ લેવી કે નહીં?

જ્ઞાતિ મંડળો ને તેનાં ફંડ જ્ઞાતિહિતનાં કાર્યો માટેજ હોય છે. મુંબઇના મંડળના નિયમો ને ધારા ધોરણોમાં તો તેના ફંડના પૈસા આવા જ્ઞાતિહિતના કાર્યમાં વાપરી શકાય એવો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે. તેની પાસે લગભગ અઢીહજાર રૂપિઆનું ફંડ પણ છે. તો તેમાંથી જ્ઞાતિ ઉન્નતિ અર્થે નીકળતી આ પત્રિકાઓ તથા જ્ઞાતિના ધારા ધોરણના મુસદ્ધા વિગેરેની હિલચાલ માટે મદદ લેવાય તો શી હરકત છે! ફંડના પૈસાનો આ પણ એક સદુપયોગ છે. મારા પોતાના મત પ્રમાણે તો તે ફંડમાંથી ખર્ચ કરવા કોઇને કોઇપણ પ્રકારનો વાંધો હોવો જોઇએ નહીં. છતાં જો કોઇને વાંધો લેવો વ્યાજબી જણાય તો જે જે ગૃહસ્થોએ એ ફંડમાં મદદ કરી છે તેમણે આ પત્રિકા મળ્યા પછી તુર્તજ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય લખી મોકલવો. મળેલા અભિપ્રાયો પરથી બહુમતે કાર્ય થશે. આ પ્રમાણે જાહેર રીતે મત માગ્યા છતાં મત નહીં જણાવનારને પાછળથી વાંધો લેવાનો હક્ક રહેતો નથી એ સ્પષ્ટ સમજાય તેવી બાબત છે.

### ક નવીન ફંડ એકઠું કરવું ઠરે તો તેના ત્રણ માર્ગ.

( ૧ ) કદાચ જો બહુમતિથી એ ફંડમાંથી ખર્ચ ન કરવાનું ઠરે તોપણ કાર્ય તો ન જ અટકવું જોઇએ. તેની બહારથી જોગવાઇ કરી લેવા રૂ. પચીસ

પચાસ એક સાથે આપનારા દસ વીસ ઉદાર ગૃહસ્થો નીકળે તો પણ એક વર્ષના ખર્ચની સહજ જોગવાઇ થઇ જાય. અગર બીજી રીતે પ્રત્યેક પત્રિકાનો ખર્ચ એક એક ગૃહસ્થ આપવા કબુલ કરે તો પણ તે કાર્ય થઇ શકે. ( ૨ ) આપણી જ્ઞાતિનો ઉછરતો કેળવાયેલ વર્ગ હિંદમાં ધંધાર્થે સર્વત્ર બહાર વસેછે. તેમણે અનુભવ પરથી આવી હિલચાલોને અદ્યાપિ પર્યંત સૌથી વિશેષ રૂપમાં બનતી મદદ આપી છે. કારણ તેઓ આવાં કાર્યની ખરી કીંમત આંકી શકે છે. તે વર્ગ ઇશ્વરકૃપાથી સાધનસંપન્ન સુખી ને આર્થિક સ્થિતિમાં પણ ઠીક છે. તેમના તરફથી પણ જો આ હિલચાલમાં ઉપરની મદદ મળે તો મુશ્કેલી જેવું કાંઇજ નથી. ( ૩ ) આવાં કાર્યોમાં નાણાં વાપરવાં તે પણ પુણ્યનો એક ઉત્તમ માર્ગ છે. હાલ જ્ઞાતિમાં ઘણાં અઘટિત મરણો થયાં છે. તેમના આત્માની શાંતિ અર્થે જ્ઞાતિ ઉપકારક આ હિલચાલમાં સદ્દગતના વાલી વારસો તરફથી એક એક પત્રિકા કદાચ તેટલી મદદ પુણ્ય તરીકે મળે તો તે પણ બની શકે તેવું છે. ધનિકોના ધનનો આથી વિશેષ બીજો સદુપયોગ કયો હોઇ શકે !

ભાઇઓ ! યશ તો જાનગરા છે. માત્ર વાતો કરવાથી જ કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી. તેથી આપણે જો જ્ઞાતિમાં સુધારો કરવોજ હોય તો નાણાંનો ભોગ આપવા પણ તત્પર થવું જોઇએ. પૈસાને અભાવે આવી રૂડી યોજના અટકી પડે તો તે બદલ આપણે માટે હીનપદ જેવું બીજું કાંઇજ ન સમજવું.

## આ અને હવે પછીની પત્રિકાના ખર્ચની વ્યવસ્થા

જણાવતાં આનંદ ઉપજે છે કે આ પ્રથમ પત્રિકાનું ખર્ચ આપવાની પહેલ કરનાર આપણી જ્ઞાતિના ઉછરતા યુવકો પૈકીના એક સુશિક્ષિત ગૃહસ્થે કરી છે, જેમનું નામ આપવાની હાલ જરૂર નથી. તેજ પ્રમાણે બીજીપત્રિકાના ખર્ચની જોગવાઇ પણ થઇ ગઇ છે. આ હિલચાલ જ્ઞાતિને લાભકારક છે ... તેમાં જણાવાતા સત્યને કડક લખાણને અમુક ગૃહસ્થ ઉત્તેજન આપી છપાવવા મદદ કરે છે એવી લોક નાંદાનો કે પટેલના જ્ઞાતિબહારના હાઉનો જેમને ભય હોય છતાં આ હિલચાલને ઉત્તેજન આપવાનું તો અંતરાત્મા યોગ્ય ધારતો હોય તેવા ગૃહસ્થોનાં નામ મદદ આપનાર તરીકે પ્રકટ નહીં કરાશે. કારણ હજુ શરૂઆત હોવાથી ટીકાથી ડરી ન જાય તેવો વર્ગ હજુ આપણી જ્ઞાતિમાં જોઇએ તેટલો તૈયાર થયો નથી. તો મને સંપૂર્ણ ખાત્રી છે કે આગળ પર પણ મદદો મળતી જશે ને આખી જ્ઞાતિનું હિત જેમાં સમાએલું છે એવી આ યોજના પ્રભુ કૃપાથી ફલીભૂત થઇ આપણી જ્ઞાતિનો ઘણાં વર્ષોનો સડો દૂર કરવા આપણે ભાગ્યશાળી થઇશું. પ્રભુ આપણને મદદ કરો. ઇતિ ઓમ્ તત્સત્

# ઉદ્બોધન.

પદ.

અનેક બંધનમાંથી છુટવા, દહાડો પાસે આવ્યો.
જય કીર્તિનો સ્થંભ દેશમાં, રચાય તેવો આવ્યો.
ઉદ્યમ સાહસ બળ બુદ્ધિ ને ધૈર્ય પરાક્રમ દાખો.
વ્હેમ શત્રુ જે સામાં ઘુરકે, તે સંહારી નાખો.
સજ સદ્ય થઈ, દૃઢ સંપ કરી, ઘન સૈન્ય રચી ઘુમીએ
જય રંગ કેરૂં હો, સુખ સંપાદવા હો !

ધર્મ જાતિ ને રૂઢી સંબંધી, વિચાર દુઃખદ ભુંડા,
કાળ સ્થિતિને અનુકૂળ નહીં તે કેમ જાણવા રૂડા ?
જ્ઞાતિ જનને છુંદી નાખતાં, ને નિસ્તેજી કરતાં,
ઉભાં સામાં તેને હણવા, અવશ્ય શસ્ત્રો ધરવાં.
સજ સદ્ય થઈ, દૃઢ સંપ કરી, સૈન્ય રચી ઘુમીએ
જય રંગ કેરૂં હો, સુખ સંપાદવા હો !

વીર નર્મદ.

———:o:———

## દાસપણું ક્યાં સુધી ?

દાસપણું ક્યાં સુધી કરવું ? દાસપણું ક્યાં સુધી ?
રહ્યા ભણી પણ બુદ્ધિ છોડી, દાસપણું ક્યાં સુધી ?

મુકીએ મુકીએ મારે, બકરાને બહુ લોભી,
ચણા આપીને મોઢું દાબે, દમને નાખે રૂંધી—દાસપણું. ૧

પડ્યા ઉપર જે પાટુ મારી, ધુંસરી મુકવા આવે,
સંપે શીંગડાં ભોંકી તેની, કમર કરવી ખુંદી—દાસપણું. ૨

ઇંદ્રીયો સહુ બહેર મારી ગઈ, બહુ લાંબે સહવાસે,
વિદ્યા રૂપી માત્રા ચાટયે, આવી પાછી શુદ્ધિ—દાસપણું. ૩

ભણી ગણીને હક્ક સમજીને રીતે સામું થાતાં,
કારાગૃહથી મુક્ત થવાયે, કહે નર્મદ સદ્બુદ્ધિ—દાસપણું. ૪

વીર નર્મદ.

———:o:———

## અંતિમ અભ્યર્થના.

આબાલવૃદ્ધા ધારજો, હૃદયે અમારા ઉભરા,
આળસ ઉરાડી આવજો. સૌ સાથમાં સ્નેહે ભર્યા,
જંગી મચાવો જુથ, કાઢો ઘુંચ ગઈ છે જે પડી,
સહુએ મળીને સાધવી છે, ઉન્નતિ જ્ઞાતિ તણી.

પ્રભાશંકર જયશંકર પાઠક.

# જ્ઞાતિની તકરારોનો ન્યાય કેમ ચુકાવાય?

દરેક જ્ઞાતિમાં કાંઈના કાંઇ કજીયા ટંટા તો હમેશ, પરંતુ તે સર્વ સ્થળે પંચ નીમીને જ ન્યાય અપાય છે. પટેલના એકલાના મનસ્વી તરંગને કોઇ ખરો ન્યાય માની શકે નહીં. વળી વડોદરા રાજ્યનો જ્ઞાતિ સંબંધી કાયદો પણ જ્ઞાતિની તકરારો માટે એ પ્રમાણેજ ન્યાય આપવાનું સ્પષ્ટ જણાવે છે તેની સરતો આવી છેઃ-

૧ ધર્મશાસ્ત્રના અનુશાસનની બહારની બાબતમાં જ્ઞાતિએ શિક્ષા કરવી નહીં ( મતલબ કે જે શીક્ષા કરવી ઘટે તે ધર્મશાસ્ત્રોનું ઉલ્લંઘન કરવા બદલજ હોઇ શકે. સાટું ન કરનારે કરેલી શિક્ષા ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ છે. )

૨ જે શખ્સ સંબંધી ચોકશી કરવાની હોય તે સ્વીકારેલા ન્યાયની પદ્ધતિએ કરવી ( એટલે પટેલના એકલાના તરંગ પ્રમાણે નહીં. )

૩ જેના વિરૂદ્ધ તે હકીકતો હોય તેને લેખી સૂચના આપવી.

૪ તે હકીકતનો તેના તરફથી યોગ્ય ખુલાસો કરવા માટે જરૂર પુરતી મુદત આપવી.

૫ જ્ઞાતિના લોકોને બોલાવી તેના સમક્ષ પ્રતિવાદી જે ખુલાસા કરે અગર પુરાવો આપે તે લેવો.

૬ પંચ તરીકે નીમેલા શખ્સો પ્રતિષ્ઠિત તથા વાકેફગાર હોવા જોઇએ.

૭ એકંદર હકીકતનો પૂર્ણ વિચાર કરી લેખી ઠરાવ કરવો.

ભાઇઓ! શુદ્ધ ન્યાય તે આનું નામ. આપણી જ્ઞાતિના પટેલે આમાંની કઈ કલમ પાળી છે? નથી પાળી એમ લાગે તો પછી અન્યાયને સાટે આખી જ્ઞાતિનું નિકંદન કાઢનાર પટેલને પટેલ તરીકે શા માટે માનવો? શું એવા પટેલ સિવાય જ્ઞાતિનું કાંઇ અહિત થઇ જશે? ખરૂં અહિત તો એવા પટેલને જ્ઞાતિનો નેતા માનવામાં જ છે. માટે વિચાર કરો, ને જે વ્યાજબી લાગે તે પગલાં તુર્ત લ્યો. નહીં તો નક્કી માનજો કે જ્ઞાતિ નષ્ટપ્રાય થઈ જશે. शुभस्य शीघ्रम्

પ્રભાશંકર જયશંકર પાઠક.